# અર્પણ પત્રીકા.

શ્રીમાન્ માનવર્ય મહાશય!

## રા. રા. પ્રાગજી સૂરજી.

કચ્છનિવાસી,–મુંબઇ.

આપની સ્વદેશ ભક્તિ, દિનપર ઔદાર્યતા, શૌર્યતા, ધૈર્યતા, નમ્રતા, કેળવણીની કૌશલ્યતા, દીલની દયાર્દ્રતા, તદુપરાંત પરોપકાર વૃત્તિ, નિત્તી રીતી, ધર્મનિષ્ટા, તથા ઇશ્વર પરાયણુતા, વિગેરે વિગેરે સદ્ગુણોથી મારૂં અંતઃકરણ આકર્ષાયે આ બાળોપયોગી “વિદ્યાલક્ષ્મીના વિવાદનું” લઘુ પુસ્તક સ્નેહપૂર્વક આપ સાહેબનેજ અર્પણ કરૂંછું.

| | |
|---|---|
| મુંબઇ તારીખ ૨૦ અકટોબર સને ૧૯૧૨ વિજયા દશમી સંવત ૧૯૬૮. | લી. હું છું આપનો કૃપાકાંક્ષી, દેવશંકર હરીશંકર રાવળ, વળાવાળા. |

# બાળકોને બોધ વચન.

## હરિગીત છંદ.

વહાણા વિષે વેલા ઉઠી, ઈશ્વર ભજન કરવું ભલું,
માતા પિતાને પાય લાગી, રાખવું મન નિર્મળું;
દાતણ કરી મુખ સાફ કરવું, સ્નાન સ્નેહે સર્વદા,
હે ! બાળકો આ બોધ લેતાં, ક્રોધ નવ કરશો કદા.

પાઠો કરી તૈયાર પ્રેમે રોજ આનંદે રહી,
સંતોષ સહુને આપવો, ગુણ સદ્‌ગુરૂ કેરો ગ્રહી;
રમવું સકળથી સંપ રાખી અલગ અંતર આપદા,
હે ! બાળકો આ બોધ લેતાં, ક્રોધ નવ કરશો કદા.

કંકાસ કિંચિત કલાસમાં, કરવો ન કો સાથે કદી,
તેમજ ન દેવો ત્રાસ ગુરૂને, વદનથી કડવું વદી;
સૌ સાથ ભ્રાતૃભાવ રાખી, શિષ્ય ધર્મ કરો અદા,
હે ! બાળકો આ બોધ લેતાં, ક્રોધ નવ કરશો કદા.

સદ્‌વર્ત્તને વિદ્યા વધારી, સત્ય વદતાં શીખવું,
મોટા જનોને માન દેવા, પૂર્ણ વીવેકી થવું;
મસ્તી બધી સુસ્તી તજી, રો કાન શાંતિમાં સદા,
હે બાળકો આ બોધ લેતાં ક્રોધ નવ કરશો કદા.

કર્ત્તા.

ॐ तत्सत्

એકાંકી

# વિદ્યા લક્ષ્મીનો સંવાદ.

## પ્રથમાંક

## પ્રવેશ પહેલો સ્થળ રસ્તો.

( એક ગરીબ બ્રાહ્મણ ગરીબાઇનો તથા કુદરતની કળાનો ખ્યાલ કરતો પ્રવેશ કરેછે. )

રાગ—કલ્યાણ.

વિદ્યાધર—

જય જગપતિ ગતિ અતિ તારી ન્યારી. ટેક

કંટક કેવા ગૌર ગુલાબો? આવેન શું ઉત્તમ સુમ આંબે.
કુલટાને સુખ સતિ દુઃખ સાંબે, જોગી, ઢોંગી, ભોગી,
રોગી, સંયોગી વિયોગી આસ, જોઇ જાય મતિ હારી
મારી........ જય જગપતિ૦

---

સંપતિ ત્યાં નહિ સંતતિ, સંતતિ ત્યાં નહિ સુખ;
જ્યાં જર ત્યાં વિદ્યા નહિ, દેખું કંઇ કંઇ દુઃખ,
વાહ ! 'કાન' વિભુ બલિહારી તારી—જય૦

---

અહા! પ્રભુ ત્હારી ગતિ અદ્ભુત છે. ત્હારી સંકલ્પ વિકલ્પમય દુનિયાં તરફ નજર ફેંકી જોઇએ છીએ તો કહેવા પ્રમાણે '**खरे विधाता तुज कृत्य खामी**' તે એકે જ્યાં રૂપ છે ત્યાં રંગ નથી, રંગ છે ત્યાં રૂપ નથી, વિદ્યા છે ત્યાં ધન નથી, ધન છે ત્યાં તન નથી, અને તન છે ત્યાં અન્ન નથી:—

**वळी दिन होय अनंत उदार,**
**धनाढय कठोर हजार धरार.**
**नहि सरखा जन कोई लगार,**
**विभु खुबी आम जणाय अपार,**

એજ પ્રમાણે જન્મ મરણ, ઉદય અને અસ્ત વિગેરે દુનિયાંની ઘટમાળ ચક્ર માફક ચાલ્યા કરે છે. તે ચાલતા ચક્ર માંહેનો હું પણ એક છું. મ્હેં મ્હારા ધર્મની ખાતર કાશીક્ષેત્રમાં બાર વર્ષ રહી વિદ્યાભ્યાસ કરી. વિશ્વમાં વિદ્વાન ગણાયો. પરંતુ કૃષ્ણ મિત્ર સુદામા પેઠે દરિદ્રતા તો અવિચળ રહી. હવે શું કરવું? મ્હારા બ્હોળા કુટુંબનો નિર્વાહ કેમ ચલાવવો? વિગેરે તર્ક વિતર્ક થયા કરે છે ઠીક પ્રભુ! '**यद्भाग्यं तद्भविष्याति**' (નિઃશ્વાસ નાખે છે તેટલામાં બે બાળકો વિનોદ કરતા પ્રવેશ કરે છે)

**ભાનુ**—માનુ, વહેલો ચાલ, નહિતો પાછળ રહીશું જો, તો ખરો, મ્હોટા ભાઇ કેટલા આગળ ગયા?

**માનુ**—ભાઈ, તું કહી રહ્યો, હું તો થાકીને લોથ જેવો થઈ ગયો છું. મ્હારાથી ડગલુંએ ચલાતું નથી. ભુખ પણ કડકડીને

લાગી છે, માટે જો ખાવાનું આપે તો આવું, નહિ તો આ બેઠો જા, નહિ આવું.

ભાનુ—આમ હઠ ન કર. હઠીલો થાય તે સારૂં નહિ. જ્હેલા હઠીલા છોકરાની વાત સાંભળી છે કે? એવું ત્હારૂં થશે માટે ઉતાવળો ચાલ, ભાઇ પાસેથી ખાવાનું લઇએ. બોલ શું લઇશું?

માનુ—લાડવા.

ભાનુ—ઠીક, ચાલ ત્યારે દે દોસ્ત તાળી (તાળી આપી આગળ જાયછે).

બન્ને—(એક કોથળો પકડે છે અને બીજો છેડો પકડી ગાયન ગાયછે).

લાવો ખાવા લાડુ * * * * *

વિદ્યાધર-(વચ્ચે સ્વગત) બાળા રાજા છે. તેને કાંઇ ખબર છે કે ટુકડાના સાંસા, ત્યાં લાડવાની શું આશા?

બન્ને— એં એં એં એં પેટડીયામાં ભુખ લાગી છે. ટેક

મોટી મોટી વાત કરીને, રાજી અમને રાખો;
રાત દિવસ રખડાવી ભુખ્યાં, રે' નહિ મારી નાંખો- લાવો૦
પેટ ગયું પાતાળ હુવે તો ગયા અતિશે થાકી,
ફોગટ પાણી પી ને ફુલ્યા, ધાણી મમરા ફાકી- લાવો૦
ભુખ્યા ભમર આવે ભાઇ, આપો અમને ઝોળી,

વિદ્યાધર-(ક્રોધમાંથી) અરે ! પણ જીવ કાં ખાઓ !!!

બન્ને— મન ગમતું લેશું ખાવાનું, ઝોળીમાંથી ખોળી-લાવો.

( ઝોળી પકડી રાખે છે )

વિદ્યાધર–( ક્રોધમાંથી ) ઓહો ! હો હો હો !!! કાંઈ છોકરાં છે !! ખાઉં ખાઉં કરીને મ્હારૂં તો મગજ ખાઇ ગયા. હવે તો આથી કંટાળ્યો ! લ્યો આ ઝોળી. ( ઝોળી ફેંકી નાખે છે તે છોકરાઓ વીંખવાં માંડે છે ) લ્યો ખાઓ લાડુ. સુકરમીને લાડુ જોઈએ.

માનુ— જોઇએજ તો. શું કરવા ન જોઇએ ?

ભાનુ— ભાઇ, જોઉં આ ધોળું ધોળું શું ચળકે છે ?

માનુ— એતો રૂપીયો છે.

ભાનુ— ભાઇ, ભાઇ ! જુઓ તો આ રૂપીયો ?

વિદ્યાધર–અલ્યા રૂપીયો ક્યાંથી ?

માનુ— જે માણસે આપણને કુરમરા અપાવ્યા હતા તેના ખીસામાંથી.

વિદ્યાધર– હેં ! શું ખીસામાંથી કાઢયો ? ત્યારે હવે ત્હને ચોર કહી બોલાવીશું.

માનુ— મ્હારે જોઇતો હતો અને લીધો ત્હેમાં ચોર શાનો ?

વિદ્યાધર– કેમ નહિ ? ત્હારી ટોપી બીજો કોઇ લઈ જાય તો તે ત્હને ગમે કે ?

માનુ— ના. તે તો ન ગમે.

વિદ્યાધર– ત્યારે ત્હારાથી બીજાની વસ્તુ કેમ લેવાય ?

ભાનુ— ( સભા પ્રત્યે જોઈ ) મ્હારી મ્હારા બાપની ત્હારી મ્હારી સંચારી સમજ્યા કે ?

માનુ— ભાઇ, હું ભુલ્યો. હવે પછી આવું કામ નહિ કરૂં. પણ ચોરી કરવાથી શું થાય ?

ભાનુ— આપણા મહેતાજી સાહેબ કહેતા હતા કે " જૂઠું બોલવું એ મહા પાપ છે " તેવું આ પણ છે. જો ચોરી ઉઘાડી પડે તો આબરૂ જાય, નિંદા થાય, રાજા માર મારે અને અંધારી કોટડીમાં ઘાલે એ ભૂલી ગયો કે ?

માનુ— હા ! હવે યાદ આવ્યું. ત્હેનો રૂપિયો પાછો આપી માફ માગીશ.

વિદ્યાધર- આજ પછી યાદ રાખજે આવું કામ કરતો ના. અને કરીશ તો ચોર ઠરીશ. ( એટલામાં પટાવાળો બુમ પાડે છે તે, સાંભળી ચમકી જાયછે; ) આ શુ !

પટાવાળો- પંડીતજી ! એ પંડીતજી ! ચલો તુમકું રાજા સાહેબ બોલાતે હય.

વિદ્યાધર—(સ્વગત) ઘર ઘાલ્યું રે છોકરા! (પ્રગટ) શા માટે ભાઈ ?

પટાવાળો- કુચ્છ કામ હોયેગા

વિદ્યાધર— (ચારે તરફ આંખ ફેરવી) ચોરી તો નથી પકડાઇ. (પ્રગટ) પણ શું કહો તો ખરા.

પટાવાળો- અલ્લા જાને, હમ ક્યા જાને ?

ભાનુ— (એક બાજુ રહી) લે જા આધો જો અલ્લાવાળો આવ્યો હવે શું કરીશ.

પટાવાળો- ક્યું ચલતે હો કે નહીં ?

વિદ્યાધર—હાં. ચલો સાહેબ.

માનુ— ક્યાં ચાલવું છે ભાઇ?

વિદ્યાધર- (દાંત કરડતો) લાડવા ખાવા.

માનુ— ચાલો ત્યારે.

ભાનુ— લાડવા ખાવા કે મામાના માર ખાવા.

(બધા જાયછે).

## પ્રવેશ બીજો–સ્થળ રાજ દરબાર.

સામતસિંહ– કેમ પ્રવિણરાય? વિદ્યા લક્ષ્મીના સંવાદનો નીવેડો લાવવા કાંઇ તપાસ કરી કે?

પ્રવિણરાય–હાજી સાહેબ વિદ્યાધર પંડીત તથા લક્ષ્મીચંદ શેઠને બોલાવવા માણસને મોકલ્યો છે. તે હમણાં આવવો જોઇએ.. (તેટલામાં લક્ષ્મીચંદ શેઠ પ્રવેશ કરેછે) શેઠજી પધારો.

લક્ષ્મીચંદ—હા. શાબ પધાડયો માડા હડખું હું કામસે.

પ્રવિણરાય—કામ છે બેસો.

સામતસિંહ—(સ્વગત) પ્રવિણરાયે ભૂત તો સારૂં પકડયું !

પટાવાળો—( પ્રવેશ કરી ) મહારાજ પંડીતજી આતે હય.

સામતસિંહ—અચ્છા આને દો.

વિદ્યાધર—( પ્રવેશ કરતાં )

છંદ ભૂજંગી રાગ માલકોષ.

प्रजाने पूरा प्रेमथी पाळनारा,
खरा पंडीतोने कवी खाळनारा;
दिनोनुं सदा छे कृपा पात्र सारुं,
तपो तखत् सामंत न्यायि तमारुं.

સામતસિંહ- પધારો પંડીતજી.

વિદ્યાધર—મહારાજા દિર્ઘાયુભવઃ

ભાનુ તથા માનુ—મ્હોટાભાઈ મ્હોટાભાઇ, જુઓ તો ખરા, આ કેવી મજાની છબીઓ ટાંગી છે? તે રાજા સાહેબ રમવાને નહિ આપે?

વિદ્યાધર—( કંટાળીને ) [ ઓ હો હો હો હો ! ! ! કાંઇ છોકરાં છે. કયાંઇ સુખે રહેતા નથી. ) છાનાં બેસો છાનાં.

સામતસિંહ- તેઓ કોણ છે ?

વિદ્યાધર- મ્હારા ભાઇઓ છે.

સામતસિંહ--વારૂ ત્હેમને રડાવશો નહિ. જાઓ છોકરાંઓ રમો. ( છોકરાં રમવા માંડે છે) પંડીતજી, પ્રવિણરાયે આપને તથા શેઠજીને બોલાવ્યા તેનું કારણ માત્ર એટલુંજ કે મ્હારા અને પ્રવિણરાય વચ્ચેના વિવાદનો પડેલો વાંધો પતાવવાનો છે.

વિદ્યાધર- શાનો વિવાદ અને કેવા પ્રકારથી વાંધો છે, તે કહો.

સામતસિંહ- વિદ્યા અને લક્ષ્મી તે બન્નેમાં મ્હોટું કોણ ?

પ્રવિણરાય- કેમ શેઠજી કોણ મ્હોટુ'?

લક્ષ્મીચંદ-માડા હમજવા પણમાણે તો ધન.

વિદ્યાધર-શી રીતે ધન મ્હોટુ'?

લક્ષ્મીચંદ- તમે જોવો સોના. કે દુનિયાં સાથી હાલે છે. ભણેલા ભુંડે હાલે રખડેસે ને પૈસાવાળા માન મેળવેસે એ બધી મોટાઇ પૈસાનીજ ને ?

**વિદ્યાધર**- એ બધું ખરૂં પણ :— સાહિત્યમાં લખ્યું છે કે:—

**विद्या नाम नरस्य रूपमधिकं प्रच्छन्न गुप्तं धनम् ।**
**विद्या भोग करी यशः सुखकरी विद्यागुरूणांऽगुरू ॥**
**विद्या बंधुजने विदेश गमने विद्या परं दैवतः ।**
**विद्या राजसुपुजिता नतु धनं विद्याविहीन पशु ॥ १ ॥**

એથી જો સિદ્ધ ન થતું હોય તો એક ફળ મંગાવો એટલે યુગ્મ મહત્વતાની પરીક્ષા થશે.

**સામતસિંહ**—લો, આ ફળ. ત્હેમાં બી કેટલાં છે? શેઠજી કહો જોઇએ.

**લક્ષ્મીચંદ**—લાવો કોથળી ગણી આપું.

**પ્રવિણરાય**—શું રૂપીયા છે તે ગણી આપશો ? આતો પારખવાનું છે.

**લક્ષ્મીચંદ**—પાડખવા બાડખવાનું તો નો જાણું. મફતના ઢોંગ શું કડોશ.

**વિદ્યાધર**- એમાં ઢોંગ શાના. એતો વિદ્યાની પરીક્ષા છે.

**સામતસિંહ**—ત્યારે તમેજ કહો કે બીજ કેટલાં છે?

**વિદ્યાધર**- મહારાજા, હું તો કહીશ. પરંતુ છોકરાઓ તેનો જવાબ આપશે જે સાંભળી આપ પણ આશ્ચર્ય થશો.

**સામતસિંહ**-હાં છોકરાઓ આમ આવો. આ ફળમાં બીજ કેટલાં છે ? કહો જોઇએ.

**વિદ્યાધર**—કહો ત્હમને રાજા સાહેબ ઇનામ આપશે,

**ભાનુ તથા માનુ**-ભાઇ, શું ઇનામ આપશે ?

**સામતસિંહ**-ત્હમે કેહેશો તે.

૪૨૬૮ 

ભાનુ તથા માનુ–ઠીક સાહેબ. [ વેઢા ગણી ] પોણીસો છે.
સામતસિંહ–સો નહિ, બસો નહિ, અને પોણીસો કેમ ?
વિદ્યાધર—ત્હેનું કાંઇ કારણ હુશે. જુઓ તપાસી ખાત્રી કરો.
[ રાજા ખાત્રી કરે છે ]
સામતસિંહ–શાબાશ છોકરાઓ શાશાશ [ પીઠ થાબડે છે ] શું ઈનામ જોઈએ. હું તમારા ઉપર ખુશી છું.
ભાનુ તથા માનુ–મહારાજ આ છબીઓ રમવા જેવી છે તે આપો.
પ્રવિણરાય–સુથારનું મન બાવળીએ એ શું સમજે !
સામતસિંહ–તમારૂં કહેવું યથાર્થ છે. પ્રવિણરાય ત્હેમને છબીઓ આપો.
ભાનુ તથા માનુ–ત્યારે મ્હારા મ્હોટાભાઈને કાંઇ નહિ ?
સામતસિંહ–ત્હેમને પણ આપીશ.
ભાનુ તથા માનુ–ત્યારે તો ઠીક.
સામતસિંહ– [ વિચાર કરીને ] પંડીતજી આ એક કાગળ છે તે ત્હમે તથા શેઠજી સુંદરપુર દરબારને આપવા જઇ શકશો ?
વિદ્યાધર- હાજી સાહેબ શા માટે નહિ.
સામંતસિંહ- વહેલા આવજો. લ્યો આ કાગળ [ કાગળ આપે છે ] [ સ્વગત ] હવે પરિક્ષા થશે. [પ્રગટ] પ્રવિણરાય જાઓ પંડીતજીને સીરપાવ આપવા બંદોબસ્ત કરો. અને શેઠજી માટે યોગ્ય ગોઠવણ કરશો.
પ્રવિણરાય- જેવી હજુરની આજ્ઞા.

[જાય છે]

## પ્રવેશ ત્રીજો—સ્થલ અરણ્ય.

**લક્ષ્મીચંદ—** અડે ભાઇ માડા શા ભોગ લાગ્યા કે હું તાડી હાડે હાલ્યો. માડા ઘડની મીઠી મજા મેલી, જયાં પીવા પાણીનઇ, ખાવા ધાણી નઇ, ઝાડની નિશાણી નઈ, તો પશી માણહના જણ્યાની એંધાણીજ કયાંથી હોય? એક તો ભૂખ્યા, દુખ્યા, થાકયા પાકયા, પાણા હાડે ઠેબાં ખાઇએ, તેમાં વળી ઉનાળાનો તડકો, જાણે મોટો ભડકો, અને મનમાં મોટો ફડકો, જે હમણાં વાઘ, દીપડો નીકડશે અને ખાઈ જાશે એવા આ વીકડાડ વગડામાં હું કેવો ? તું કેવો ? અને કાગડનો કટકો કેવો ? પણ નશીબ કડે તે કોઇ નો કડે. આતો માડું મોત આવ્યું લાગેસે. નઇ તો આવો ખોટ ખાઇ માથા હાટે ઢંઢો શું કડવા કડું. હશે, ઠયું તે ખડું.

**વિદ્યાધર—** શેઠજી આવા વિચારો કરવા હતા તો પ્રથમથીજ આવવું નહોતું ત્હમને કોણે ઉંડે કૂવે ઉતરવાનું કહ્યું હતું. હાથના કર્યાં હૈયે વાગે ’ હવે ખાલી હાથ ઘસવાથી શું થશે. માટે ખોટા ઘાટ ઘડવા જવા દો જુઓ ગામ તો આવ્યું લાગેછે. ગભરાઓ નહિ. આમ આવો જરા બેસીએ તમો થાકી ગયા હશો.

**લક્ષ્મીચંદ—** મને તો મોટો થાક લાગ્યોસે. [ પગે લાગી ] માબાપ હવે માડો કોઇ ડીતે છુટકો કડી ઘડ ભેગો કડે તો હાડું. પ્રભુ તાડું હાડું કરશે.

**વિદ્યાધર**– તે તો ઠીક. પણ આ કાગળનું શું કરવું ?

**લક્ષ્મીચંદ**– કાગળ બાગળનું તું જાણે. પણ મને તો ઝટ ઘડ ભેગો કડ નઇ તો આપણાં બાડ વાગ્યા જાણજે.

**વિદ્યાધર**– ત્હમારા એકના કે શોકનાં સાથે ? ડરોછો શા માટે. મ્હારૂં થશે તે ત્હમારૂં થશે. ત્હેમાં આટલી બધી અધીર શું ?

**લક્ષ્મીચંદ**– [ ધ્રુજતો ધ્રુજતો ] ના ભાઇ એ કાંઈ નહિ. માડા જીવને કાંઇ કાંઇ થઇ જાયસે. માડે તાડી આડી વાતનું કામ નથી.

**વિદ્યાધર**—બહું સારૂં. બેસો જરા વિસામો લઇ પાછા ફરીએ.

**લક્ષ્મીચંદ**–[ બેસે છે ] [ અકસ્માત ચમકીને ] વોય માડા બાપ ! ! એ પેલો વાઘ આવ્યો ! એલા ભાગ ભામણીયા ભાગ ખાધો.

**વિદ્યાધર**—ગાંડા કહાડોમાં ગાડાં. કોઇ હાંસી કરશે. ( એમ કરતાં નિદ્રાદેવીના આચ્છાદનમાં આવી જાય છે. તેટલામાં રાજા સિપાઇઓ સાથે શિકાર કરવા નિકળે છે. )

**ગુમાનસિંહ**—મારો પકડો ( ડૂીલ કરતાં રસ્તામાંથી એક કાગલ મળેછે તે ઉચકીને ) અરે ! આ કાગલ તો મારો. આંહી કયાંથી ? લાવનાર કોણ ? અને તે કયા ગયા ? ( ચારે બાજુ નજર ફેરવી ) આ સુતા તેજ હશે. ચાલ, પૂછું તો ખરો કે તેઓ કોણ છે ? અરે ! નિદ્રાધિન મનુષ્યો ?

**પ્રવાસી**—(ચમકતાં જાગૃત થઇ ) કોણ ?

**ગુમાનસિંહ**—ત્હમે કોણ છો ? કયાં રહોછો ? કેણી તરફ જાઓછો ?

**પ્રવાસી**—પાસેના શહેરમાં રહીએ છીએ, અને અમારા રાજા સાહેબે કાગલ આપ્યો છે. તે સામેના શહેરમાં આપવા જઈએ છીએ.

**ગુમાનસિંહ**—કહોને આપવાનો છે?

**પ્રવાસી**—ત્યાંના દરબારશ્રીને

**ગુમાનસિંહ**—ઠીક. કયાં છે તે કાગલ લાવો બતાવો જોઈએ!

**વિદ્યાધર**—(હળવેથી) આપ મહેરબાન કોણ છો, તે જરા ઓળખાણ આપશો.

**ગુમાનસિંહ**—(સ્વગત) પકકો માણસ લાગેછે (પ્રગટ) જેને માટે જાઓછો તેજ હું પોતે.

**વિદ્યાધર**—વાહ! પ્રભુ વાહ! ત્હારી પણ શું કૃપા કે ઘેર બેઠા ગંગાજી મળ્યાં (ખીસામાં હાથ નાખી કાગલ કાઢવા જાય છે તે ન હોવાને લીધે ચમકીને) અરે! આશું!! ભાઇ કાગળ કયાં?

**લક્ષમીચંદ**—તને ખબડ મને શું ખબડ. કાગડ તો તાડી પાંહે હતો ને!

**ગુમાનસિંહ**—(કાગલ બતાવી) આતો નહિ કે?

**પ્રવાસી**—હાજી સાહેબ એજ ત્હમને કયાંથી મળ્યો?

**ગુમાનસિંહ**—(ગુસ્સામાં) તે પૂછવાની કાંઇ જરૂર નથી. હવે ત્હમારા ઇશ્વરને યાદ કરો અને મરણને શરણ થવા તૈયાર થાઓ.

**પ્રવાસી**—(પરસ્પર મોઢાં સામું જોઇને) હેં! આશું? ભોંયમાંથી ભાલું કયાંથી? ગુન્હો તો નથી કર્યો.

ગુમાનસિંહ—કેમ નહિ? જુઓ વાંચો આ કાગલ.
[ કાગલ વાંચે છે ]
મ્હારા પ્યારા સુહૃદ ગુમાન!
" આ બે આવેલા ગુન્હેગારોને પ્રષ્ન નહિ કરતાં એકદમ ફાંસીએ લટકાવવા અવલ ગર્દન મારવા ઑર્ડર આપવો. એ અરસામાં ઇશ્વર કૃપા તો હું પણ આવી પહોંચીશ.

લી. સુમિત્ર સામંત.

લક્ષ્મીચંદ—[ લખાણુ સાંભળી બે બાકળો ] હાય! હાય!! બાપડીયા, છાણે ચડાવીને વીંશી આણ્યો આ તો માડી નાખશે, બાપડીયા. હવે શું કડીશ. માડાં બાઇડી છોકડાં રડશે, રખડશે, કે ભુખે મડશે શું ઠશે. લોકોનાં ગળાં રેંશી ભેગો કડેલો પૈસો કોણુ ખાશે?

વિદ્યાધર—તારો બાપ. [ સ્વગત ] [ પ્રગટ ] લુંટાશે બીજું શું થશે? " કીડી સંચે તેતર ખાય, પાપીનું ધન પલ્લે જાય "

લક્ષ્મીચંદ—ભાઇ, ત્યાડે હું કડશું?

વિદ્યાધર—શું કરીએ ભાઇ. માથે મોત અને આવળ શું ચાવવી. મરવું સાચું ને જીવવું ખોટું. માટે તૈયાર થાઓ.

ગુમાનસિંહ—[ ગુસ્સામાં ] કેમ શું વાર છે. તૈયાર થાઓ; જે દેવનું સ્મર્ણ કરવું હોય તે કરીલ્યો, ખાલી વખત જાય છે.

**લક્ષ્મીચંદ**—હાય ! હાય ! ! મડી ગયા બાપડીયા. અડડડડડ ઓયડે ભાડે કડી ભામણીયા. હું નોતો કે તો કે ભાગ ભામણીયા ભાગ પણ ઘડાડનો ખશ્યો ને મોતને કાંઠે આણ્યો.

**વિદ્યાધર**—નશીબ, ત્હેમાં હું શું કરૂં.

**લક્ષ્મીચંદ**—આવી ભડાણા ભાઈ આવી ભડાણા. અડડડડ ભોગ લાગ્યાને ભોડીંગ પકડ્યો. પણ હુવે આમાંથી કોઇ-ડીતે બચાવ એમ છો ?

**વિદ્યાધર**—હા. એક રીતે બચાવું. પણ આ ત્હારા તમામ ઘરેણાં અંગ ઉપરથી ઉતારી આપે તો.

**લક્ષ્મીચંદ**—ભાઈ જીવ બસાવતો હોતો ઘડેણા તો શું પણ માડી ઘડની મીલકતમાંથી સોથો ભાગ તાડો પછી કાંઈ છે ? લે આ ઉપાડ ઘડેણાં. ( ઘરેણાં ઉતારી આપે છે )

**વિદ્યાધર**—શેઠજી તમારે મુંગે મોઢે સાંભળવું કાંઈપણ બોલવું નહિ અને જે હું કહું તેમાં હાજી હા ભણવી. જો વચ્ચે બોલશો તો રંગમાં ભંગ પડશે.

**લક્ષ્મીચંદ**—માબાપ ઉગાડે વેડા નૈતો (એમ કરી પોક મૂકે છે ) હું કાંઇ નૈ બોલું.

**વિદ્યાધર**—( પ્રગટ ) મહારાજ ભલે અ...મા...રે ( શબ્દ ખાય જાય છે ) મોતે રાજાનું ભલું થતું હોય તો. ( મનમાં)

**ગુમાનસિંહ**—અમારેશું ? એટલે.

વિદ્યાધર—(વિસારે મૂકી ગમગિનીમાં) કાંઇ નહિ મહારાજ શીર જુદાં કરો.

ગુમાનસિંહ—અરે ! પણ વાત કરતો કેમ અટકી ગયો ? ગુપ્ત વાત મારે જાણવી છે.

વિદ્યાધર—ના. મહારાજ. અમારે સ્વર્ગ પહોંચવાને અસુર થાય છે. લ્યો આ માથું (માથું ધરે છે) ત્હમારા જેવા પુન્યશાળીના હાથે મૃત્યું થતાં અમારા અધમ જીવને શાંતિ થાય

ગુમાનસિંહ—અલ્યા, જવાબ દેવામાં નિડર છે. વયોવૃદ્ધને પણ મૃત્યું વહાલું નથી છતાં ત્હને વહાલું છે ત્હેનું કારણશું ?

વિદ્યાધર—એ વાત જવાદો, જાણવામાં કાંઇ સાર નથી ઉલટું દુઃખ ઉત્પન્ન થશે માટે મારવા વિલંબ નકરો—

ગુમાનસિંહ—ત્હારી વાત ભેદ ભરેલી છે. માટે તે જાણવા મારૂં મન આકર્ષાય છે.

વિદ્યાધર—તો ભલે સાહેબ સાંભળો. અમારા રાજમાં બાર દુકાળી પડેલો છે માટે અમારા રાજા સાહેબને એક જોત્સીએ બતાવ્યુ છે કે ત્હમારા રાજની હદ પાસે જે રાજાની હદ આવી હોય તે સરહદે એ બત્રીશા ચઢાવાય તો ત્હમારા રાજની આબાદી થાય. અને તમો તથા પ્રજા સર્વ રીતે સુખ શાંતિ પામો. તેટલાજ કારણ માટે અમોને આંહી મોકલવામાં આવ્યા છે.

**ગુમાનસિંહ**—( આશ્ચર્ય પામી ) અરે ! આશું સાંભળું છું. શું આ વાત ખરી છે. હા. ખરેખર સાચીજ હોય તેમાં નવાઇ નહિ, કેમકે જે માણુસ વિના અપરાધે પારમાર્થીક કાર્યમાં પરહદ્દમાં આવી પોતાની અમુલ્ય જીન્દગીને જોખમમાં ઉતારી નાખે છે ત્હેમને અસત્ય ભાષણ કરવામાં શું લાભ સમાએલો છે તેનો ખ્યાલ કરી ધડો લેવા જેવું આ પણ એક કામ છે. વિચાર કરી) શું બીજાને સુખે મ્હારે દુઃખી થવું ? શું મ્હારા હાથે બીજાનો પ્રાણ લઇ બાર દુકાળીના ભયંકર દુઃખથી મ્હારી પ્રજાને કષ્ટમાં નાખું ? પાણો ઉંચકી પગ ઉપર નાખી મ્હારૂં રાજય નાબુદ કરૂં ? ના, ના. એ તો નાજ બને. [મ્હારાજને પગે લાગી] મ્હારાજ મ્હને ઠીક ભયમાંથી બચાવ્યો નહીં તો મ્હારા હાથથી વિપ્રિત કાર્યે પરીણામ પણ તેવુંજ આવવા સંભવ હતો. પણ સારાં ભાગ્યે ગુપ્તભેદથી વાકેફગાર થતાં આ પત્રમાં જવાબ લખ્યો છે તે ત્હમારા રાજાને આપશો અને મ્હારા રાજની સલામતી માટે જે કાંઇ ત્હમે બતાવ્યું છે તેની બદલ ગુન્હાની માફી આપી જુજ બક્ષીશ આપું છું તે સ્વીકારશો. [ આપે છે હવે તમારા રાજમાં સુખેથી જાઓ.

વિદ્યાધર—બહુ સારૂં જેવી આજ્ઞા.

[ તેટલામાં સામંત આવે છે ]

સામંતસિંહ—[ આચકો ખાઇ ] અહા ! મિત્ર ગુમાનસિંહ આંહી ક્યાંથી ?

ગુમાનસિંહ—દોસ્ત મૃગયા રમવા.

સામંતસિંહ—વારૂ, મ્હેં આપના તરફ જે બે શખ્સોને મોકલાવ્યા હતા તેનું શું કર્યું ?

ગુમાનસિંહ—કાંઇજ નહિ.

સામંત—કેમ.

ગુમાનસિંહ—જે ત્હમારા મનમાં તેજ મ્હારા મનમાં એવું સમજીને.

સામંત—એ શું ગર્ભિત વાત સમજાણી નહિ.

ગુમાનસિંહ—ન સમજાણી હોય તો પૂછો આ બ્રાહ્મણને !

સામતસિંહ—મ્હારાજ એવી શું વાત છે ?

વિદ્યાધર—ત્હમારા ભલાને ખાતર બીજાનું બુરૂં કરવા અમોને બત્રીશા તરીકે આંહી મોકલાવ્યા તો શું તેઓ જાણતા નથી કે અમોને મૃત્યુ લોકની મજા મૂકાવી સ્વર્ગ લોકની પ્રાપ્તી કરાવે ? માટે અમો ભયંકર ભયથી નિર્ભય થવા પામ્યા છીએ.

સામંતસિહ—એમ છે ! ધન્ય ! વિદ્યાધર ધન્ય !! ત્હને અને ત્હારાં માતા પિતાને ધન્ય છે. ત્હારી બુદ્ધિને પણ હજારવાર ધન્ય છે કે ત્હેં બુદ્ધિનો સારો ઉપયોગ કરી ત્હારો

તેમજ આ બિચારા લક્ષ્મીચંદ શેઠનો બચાવ કર્યો. વાહ! વિદ્યા વાહ! ત્હારી પણ બલીહારી છે. મિત્ર ગુમાનસિંહ વિદ્યાની પરીક્ષા કરાવવા ખાતર આ મોજુદ શખ્સોને ત્હમારી પાસે મોકલવામાં આવ્યા હતા. તેમાં પરીણામે વિદ્યાધરે યથાર્થ દાખલો સિદ્ધ કરી બતાવ્યો તેને માટે ત્હેમને ધન્યવાદના હર્ષનાદ સાથે આ ઇનામ અર્પણ કરૂંછું. ( આપેછે તેનો સ્વીકાર કરીને. )

વિદ્યાધર—આપની તથા મહારાજા ગુમાનસિંહજીની અમુલ્ય ભેટ શિરછત્ર કરી, મારી દરિદ્રતાને દુર ખસેડી કૃતાર્થ થયોછું. તે ખાતર પરમકૃપાળુ પરમેશ્વરનો ઉપકાર માની આપ સાહેબો તરફથી તથા શેઠજી લક્ષ્મીચંદ પાસેથી તેઓની મીલ્કતમાંથી જે ચતુર્થ ભાગ મળવાનો છે તે તથા અત્રે તેમના તરફથી જે કાંઇ મળેલું છે તે તમામ લાભ લેતા અનેક વિદ્યાભિલાષી વિદ્યાર્થીઓના વિદ્યાશ્રમમાં અર્પણ કરી મ્હારો આત્મા વિદ્યાજીવનથી સફલ થઇ નિર્ભય થાય છે.

સર્વ—ધન્ય! વિદ્યાધર ધન્ય! ત્હને તથા ત્હારી વિદ્યાને પણ ધન્ય છે. કેળવણીનું ખરૂં સ્વરૂપ ઓળખી જે ઉદારતા વાપરી છે ત્હેને માટે ત્હને લાખો

કે કરોડોવાર ધન્ય છે. પરંતુ આ લક્ષ્મીચંદ જેવા શ્રીમંત પણ વિદ્યારહીત માણસો ગોધા માફક મજૂરી કરી માત્ર ઉદર પોષણ કરવામાં સમજે છે પરંતુ બુદ્ધિનો સદુપયોગ કરી સંસાર સુખમાં મદો-ન્મત થએલા ધનવાનો ઉછરતા વિદ્યાર્થીઓ, વિદ્વાનો, કાવ્ય કરો કે અન્ય દિનજનોના દુઃખના ભાગીદાર બની ઉત્તેજન આપી શકતા નથી. એટલુંજ નહિ પણ આવી અજ્ઞાનતાની છાંયા અંગ ઉપર ઢળી જવાથી પોતાને પણ ભારે અડચણોમાં ઉતરવું પડેછે. એ કેવી ભુલ ગણાય? માટે સર્વ ભાઇઓ સચેત રહી વિદ્યા સંપાદન કરી કરાવી બુદ્ધિના સદુપયોગથી સંસાર સુખના વિવિધ વૈભવ ભોગવવા પૂર્ણ શક્તિમાન થાઓ—તથાસ્તું.

### રાગ કલ્યાણ

વિદ્યાની કેવી વડાઇ, સંસાર વિષે સુખ દાઈ  ટેક
નિર્ધનને મળશે ધન આવી,
કોઈ શકે નહિ ભાગ પડાવી;
તસ્કર પણ શકશે નહિ ફાવી,
દળીદર * જાય દટાઈ  વિદ્યા૰

---

* દરિદ્ર.

મહીમાં વાધે મહીમા કેવો ?
નમે નીરંતર નૃપતી જેવો;
સુખ સાધનનો મધુરો મેવો,
"કા—ન" ગૃહો પ્રિયભાઇ વિદ્યા૦

પ્રથમાંક સંપૂર્ણ.

---

# મેળાવડા પ્રસંગે ગવાએલાં ગાયનો.



## સત્કાર.

ભલે ભાવ ધારીને પધારી કીધા ઉપકારી ભારી,
અધિક આનંદ કારી વાહ ! વાહ ! વાહ !
ઊગ્યો આ દિત આનંદ કારી વાહ ! વાહ ! વાહ !
કેળવણીની વૃદ્ધિ કરવા, હરકત બાળક કેરી હરવા
જનના, મનમાં, તનમાં, મમતા;
હરખી નીરખી હિત કરતા ધરતા ચિત,
વાહ ! વાહ ! વાહ !!!
"કાન" કરજો વિજય નિત્ય, વાહ ! વાહ ! વાહ !
ભલે ભાવ૦

---

# મોપ-ગુથણ

આવો આવો ગાઓ સંગીત હરખે હીતકારી,
રૂડી રાખો નિરંતર રીત સમજી સુખકારી,
શંકર વિદ્યાલયમાં સુંદર ભાવિકને ભણવાનીરે,
વ્યવહારીકમાં લિજત વધારે લલિત ગણિત ગણવાની,
સુબોધ, શીખવાની, મજા છે મજાની,
સ્વધર્મ નિશાની, પીછાની અહા ! હા !!
વા' રે' વા' વારે' વા' ગુણગાવા શુભેચ્છક આવો ગુરૂના,
જેથી પ્રકાસે જ્ઞાન પ્રભાકર,
નાસે જડત્વતા દેહની દુઃખકર,
સુખશાતા, શુભચ્હાતા, મદમાતા, ફળદાતા
ગુણ જ્ઞાતા, લ્હાવો લેવાને નિત્ય આવો.
આપ આપનો ધર્મ બજાવો,
વિદ્યાભિલાષીઓ "કા—ન" સુવિદ્યા કમાઇને,
કરી સદ્કર્મ, સ્નેહે ધર્મ, સમજો મર્મ
રાત દિવસ રળિયાત પામો સુખભારી આવો આવો.

---

## બાળાઓનો હર્ષનાદ-

### ગરબી.

સાનંદે કેવી શોભે બે'ન, શંકર વિદ્યાલય સારી.
[illegible] મન લોભે બે'ન. શંકર વિદ્યાલય સારી.

ગુણ ગુણુ શેઠે રહી ગાજી બે'ન શંકર વિદ્યાલય સારી.
જોઇ હ્રદય થાય છે રાજી બે'ન, શંકર વિદ્યાલય સારી.
એવી કેળવણી આપે બે'ન, શંકર વિદ્યાલય સારી.
કંકાસ કુબુદ્ધિ કાપે બે'ન શંકર વિદ્યાલય સારી.
ઉત્તેજન અર્થે આજે બે'ન શંકર વિદ્યાલય સારી.
ઉચ્ચારે એક અવાજે બે'ન શંકર વિદ્યાલય સારી,
ઉત્તમ દિન આવે આવો બે'ન શંકર વિદ્યાલય સારી,
કુસમેથી 'કા–ન' વધાવો બે'ન, શંકર વિદ્યાલય સારી,

---

## વિદાયગીરી વંદન

### ઇંગ્રેજી રાહ

પ્રણામ પ્રણામ પ્રણામ, પ્રણામ પ્રણામ, પ્રણામ.
શેઠ શાહુકાર સૌને કરીએ પ્રણામ પ્રણામ–પ્રણામ૦
પ્રેમધારીને ભલે પધારીને, શીશુ સકળનું,
હીતકર ચિત ધારી વીચારી કર્યા શુભ કામ,
તમામ કીધા ઉપકારી ધરી અતિ હામ,
કીધું શુભ નામ, વિનંતી કરીએ, આનંદ
આપજો, " કાન " પુનઃ પધારીને આમ પ્રણામ૦

કર્ત્તા

માસ્તર–કહાનજી ઘેલાભાઇ શુકલ
વળાનિવાસી,